# ગાયન.

આવૃત્તિ પહેલી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મુંબઇ ગુજરાતી નાટક મંડળી.



મુંબઈ.
શ્રી રાઈઝીંગ સ્ટાર પ્રેસના માલેક,
અલીભાઈ હાફિઝખાન.
અબદુલકાદર ઇબ્રાહીમની કુ૦ છાપી.
ઇસ્વી સન ૧૯૦૬, સંવત ૧૯૬૨.

કીંમત ત્રણ પૈ.

# ગાયન.



૬.

.। મધુરી મુરતી ઉપર હું વારી જાઉં (૨)

છેલા છોગાળાથી હું લલચાઉં.

ોણું રસીલાં આ કેવાં દીપે છે,

ાદ્દ થકી એ ભરેલાં દીસે છે,

એના બાણે હાય હું છું વીંધાઉં.

કાળી કીકી કામણગારો બની મારૂં કાળજું કોરે

૧૬ કરી મને વ્હાવરી કીધી આ ચિત્તના ચોરે

ગુ પ્યારો પ્રેમી આવો

મેળવી હૈયામાં હું હરખાઉં.

૨

મન ગમતી મોજ માણો મોહનજી.
ખીલ્યું છે આ આપ માટે જોબનજી.
જોબન ઝુલે ઝુલોને જીવનજી—મન૦
વ્હાલ કરી મુજ વ્હાલા વ્હાલમજી,
પ્રીતી પલંગે પોઢો ને પ્રીતમજી,
કામ દમે છે અતી આ આંતરજી,
તાપ શમાવી કરીને શીતળજી.—મન૦



૩

પામી પ્રીતી હું પ્રેમી પ્રીતમની
મળી મને મનમાની માનની.

૩

માન મુકી મુજ મોહન માન્યા મ્હેર ધરી મનમાં,
તપતા તાપ ટાળી નેત્ર તારા શીતળતા કરી તનમાં,
શશીસમ શોભતી સુવદની—પંખી.
રસીક રીઝ્યા રસ ભર્યા મારે આનંદ મેહ વરસ્યા.
ચાલી રહી રસની રેલ છેલ પીચોને પ્રેમી—
તરસ્યા—પામી.



૪

આ વસંત રૂતુ કેવી ખીલી ઝીલી લીલી
વેલીયો એ લીધી.
વ્હાલા વ્રક્ષ ભણી ગેલી ધાય, ભેટ લેવા
અતી લલચાય;
વ્રક્ષે વ્હાલથી આલીંગન દઇ પ્રફુલીત
કીધી—આ૦

૪

## સાખી.

રંગ બેરંગી ફૂલથી સજી અનુપમ શણગાર,
સમા ગમ સુખ ભોગવી સફળ કર્યો અવતાર;
દેખી અદેખી ઉપજે મન;
બાળી ખાખ કરે છે આ તન;
હશારે દુઃખી મુગ્ધ બાળાની;
કામે કરી દીધી—આ.

સમાપ્ત.